॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

શ્રી.

# અજય ધારા.

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

---

## શ્રી દેશી નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.**

માલેક--શ્રી દેશી નાટક સમાજ.

ઠે. ઘીકાંટા મારતર થીએટર--અમદાવાદ.

સંવત ૧૯૮૭ સને ૧૯૩૦

આવૃત્તિ ૫ થી ) ( પ્રત ૨૦૦

---

કિંમત ચાર આના.

ગ્રંથસ્વામિત્વના સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યા છે.
તેમની રજા શિવાય કોઈએ છાપવું, છપાવવું, વેચવું,
વેચાવવું ભજવવું કે ભજવાવવું નહિં.

---

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટિંગ પ્રેસમાં **વાડીલાલ બાપુલાલ શાહે** શ્રી દેશી નાટક સમાજને માટે છાપી
ઠે० ઘીકાંટા જેશીંગભાઇની વાડી—**અમદાવાદ.**




॥ ઓમ્ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# અજય ધારા

નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

---

સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત.

## શ્રી દેશી નાટક સમાજ માટે

લેખકઃ—પ્રભુરામ દયારામ દ્વિવેદી

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

હરગોવિંદદાસ જેઠાભાઇ શાહ.

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

હાલ મુકામ ઘીકાંટા માસ્તર થીએટર-અમદાવાદ.

---

સંવત ૧૯૮૭ ( પ્રત ૨૦૦૦ ) સને ૧૯૩૦

કીંમત ચાર આના.

# "અજય ધારા"

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૫૫૪૭૧
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

## નાટકના પાત્રોનો પરિચય.

### પુરૂષ વર્ગ:

સિદ્ધરાજ જયસિંહ—ગુજરાતનો મહારાજાધિરાજ

ત્રિભુવનપાળ—તેનો સેનાધિપતિ.

સામંતસિંહ--સેનાપતિ

નરવર્મા—માળવાનો વૃદ્ધ મહારાજા

યશોવર્મા—માળવાનો યુવરાજ પછીથી મહારાજા.

લક્ષ્મીવર્મા—એક રાજકુમાર.

અજયવર્મા—માલવ સેનાપતિ

આચાર્ય—અવન્તીના વિદ્યાપીઠનો આચાર્ય.

ટીડા—એક બની બેઠેલો જોશી.

પરબત—નાના ગામનો મુખી પટેલ.

વાઘજી—સૈન્યમાં નોકરી કરતો એક બ્રાહ્મણ

રામેશ્વર—ટીડાનો ભત્રીજો.

ઉપરાંત—સેનાપતિઓ, નાગરીકો, પ્રજાજનો, સૈનિકો વીગેરે

## સ્ત્રી વર્ગ.

---

**શશીકળા**—ગુજરાતની મહારાણી.

**મુક્તાવળી**—યશોવર્માની અર્ધાંગના

**લતા**—લક્ષ્મીવર્માની પ્રિયતમા.

**સંતુ**—ટીડાની સ્ત્રી.

**ઉજળી**—પટેલની સ્ત્રી.

**અંબા**—વાઘજીની પુત્રી.

ઉપરાંત—સખીઓ, દાસીઓ, નાગરિકાઓ ઇત્યાદિ.

સ્થળ – ધારા ઉજ્જયિની અને પાટણ.



# "અજય ધારા" નાટકનો ટુંક સાર.

## મંગળાચરણ અને વસ્તુ સૂચન.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—સિદ્ધરાજ જયસિંહે માળવા સાથે યુદ્ધ શરૂ કર્યું એને દસ વરસ વીતિ ગયાં છે. છતાં હજી માલવ દેશ જીતાયો નથી જેથી સિદ્ધરાજના સૈનિકો માલવાના પ્રજાજનો પર તેમના રાજાને મદદ કરવાના ગુન્હા માટે જુલમ ગુજારી રહ્યા છે પણ સિદ્ધરાજ પ્રજાપર જુલમાટ ગુજારવાની સાફ ના પાડે છે ત્યાં માલવ સેનાપતિ અજયવર્માંનું આગમન યાત્રાળુઓને મહાકાળ મહાદેવનાં દર્શન થાય એટલા માટે બન્ને પક્ષોએ બે દિવસ લડાઈ બંધ રાખવાની માંગણી. તે માગણીનો સ્વીકાર ત્યારબાદ ત્રિભુવનપાળ અને અજય વચ્ચે વાદવિવાદ અને અજયનું ગુર્જર સૈન્યમાંથી છટકી જવું.

**પ્રવેશ ૨ જો**—અજયવર્મા છટકી ગયો એથી ક્રોધે ભરાયેલો ત્રિભુવનપાળ ત્યાં માળવાની સરહદ પર ચોહાણોએ લડાઈ જગાડ્યાના સમાચાર એ લડાઇ શમાવવા માટે ત્રિભુવનપાળને જવું

પડે છે. ત્યારબાદ દસદસ વરસથી માલવદેશ જીતાતો નથી. એથી ક્રોધે ભરાયલી રાણી વિજય જલ્દી મેળવવા માટે સિદ્ધરાજને ઉશ્કેરે છે. અને માળવાની રાજ વ્યવસ્થા જોવા માટે યાત્રાળુ વેશે સિદ્ધરાજ એકલો ઉજ્જયિનીમાં જવા તૈયાર થાય છે.

**પ્રવેશ ૩ જો**—મહાકાળની યાત્રાએ આવેલો ટીડો અને તેની સ્ત્રી. પૈસા ખુટી પડયા છે તે મેળવવા માટે ટીડાની સ્ત્રી સંડુ ટીડાને બનાવટી જોશી બની અને ભોળા ગામડીઆઓને છેતરવાની સલાહ આપે છે અને ટીડો એ યુક્તિમાં કંઈક ફાવે છે.

**પ્રવેશ ૪ થો**—મુક્તાવળી સખીઓ અને યુવરાજ યશોવર્માંનો વાણી વિનોદ ત્યાં યાત્રાળુ વેશમાં આવેલા સિદ્ધરાજને લક્ષ્મીવર્માં પકડી લાવે છે. બન્ને પ્રતિસ્પર્ધાંઓનો માર્મીક અને વીરત્વ ભર્યો વિવાદ આવતી કાલેજ ધારા જીતવાની સિદ્ધરાજની પતિજ્ઞા સાંભળ્યા પછી તેને જવા ન દેવો એવો અજયવર્માંનો આગ્રહ છતાં યશોવર્માંની ઉદારતા અને નરવર્માંની આજ્ઞાથી સિદ્ધરાજને માન સહિત વિદાય.

**પ્રવેશ ૫ મો**—જોશી બની બેઠેલા ટીડાને તેની સ્ત્રી સમજાવે છે કે આ દંભ ઝાઝા દિવસ ચાલશે નહી પણ ફાવી ગયેલો ટીડો તેનું કહ્યું માનતો નથી. ગપાટા હાંકયે રાખે છે. અને ભાગ્ય જોગે તેનું કહ્યુ કંઇક સાચું પણ પડે છે જેથી દંભ વધે છે અને ભોળા લોકો છેતરાય છે.

પ્રવેશ ૬ ઠો—સિદ્ધરાજનું આખું સૈન્ય ધારાના કિલ્લાપર ધસી ગયું છે. અને સિદ્ધરાજ પોતે થોડાક અંગ રક્ષકો સાથે કિલ્લા પર જાય છે, ત્યાં રસ્તામાં એક સાંકડી જગ્યાએ વૃદ્ધરાજા નરવર્મા અને લક્ષ્મીવર્મા તેનો માર્ગ રોકીને ઉભા છે. ત્યાં લડાઇ, તેમાં સિદ્ધરાજ ઘાયલ થાય છે. અને નરવર્મા મરણતોલ હાલતમાં જખ્મી થાય છે. ત્યાં યશોવર્મા આવે છે અને નરવર્માને છુપે રસ્તેથી કિલ્લામાં લઇ જાય છે. ગુર્જર સૈનિકોને છુપા રસ્તાની ખબર નથી જેથી એમની પાછળ જવું છોડી દઇને બધાજ ધારાના કિલ્લાપર જાય છે. પછીથી ધારાના કિલ્લાનો એક નીચાણવાળો ભાગ અને સાંજ પડવાની તૈયારી ગુર્જર સૈનિકોને તે તરફ આવતા જોઈ અજયવર્મા કિલ્લાની ખાઈમાં આગ સળગાવે છે. અને શત્રુઓને આગળ વધતાં અટકાવીને પોતે છટકી જાય છે. ત્યાં સૂર્યાસ્ત થઇ ચૂક્યો ધારાગઢ ન જીતાયો અને ચાલુક્યરાજ પ્રતિજ્ઞા પુરી ન થઈ.

ટેબ્લો

卐卐卐卐卐卐卐卐卐卐卐卐

卐 અંક પહેલો સમાપ્ત 卐

卐卐卐卐卐卐卐卐卐卐卐卐

# અંક બીજો.



**પ્રવેશ ૧ લો**—યશોવર્મા નરવર્માનો સ્વર્ગવાસ થવાથી શોકમાં લક્ષ્મીવર્મા સાંત્વન આપે છે અને આવતી કાલના રાજ્યાભિષેકનો નિર્ણય જાહેર કરે છે. ત્યાં અજયવર્માની ભાવી યુદ્ધની યોજનાઓ અને યશોવર્માને ઉત્સાહ—સર્વના ગયા પછી લતા અને લક્ષ્મીવર્માનો પ્રેમ પ્રસંગ

**પ્રવેશ ૨ જો**—પ્રતિજ્ઞા તુટવાથી સિદ્ધરાજ જયસિંહની ગંભિર બીમારી—મહારાણી શશીકળા પોતાના સરદારોની સલાહ પુછે છે સેનાપતિ સામંતસિંહ હાલ તરત માટે ગુર્જરેશ્વરની બીમારી દુર ન થાય અને નવું સૈન્ય એકત્ર ન કરી શકાય ત્યાં સુધી સુલેહ કરવાની સલાહ આપે છે ગુર્જરેશ્વરી આવાં નિર્માલ્ય વચનોથી ઉસ્કેરાઇ સામંતસિંહના હથીઆર પડાવી લઇ તેને પોતાના સૈન્યથી દુર કરે છે- ત્યાં ત્રિભુવનપાળનું આગમન તેને જોતાં સર્વમાં નવીન ચૈતન્યનો સંચાર અને ધારા જીતવાનો ઉત્સાહ.

**પ્રવેશ ત્રીજો**—ફુલવાડીમાં રામેશ્વર અને અંબાની બાળચેષ્ટા ત્યાં ટીડો અને તેને ખોળતો વાઘો પણ આવી ચડે છે. સાચુ ખોટું સમજાવીને વાઘાને અને ગુર્જર રાજ્યમાંથી દેશપાર થયેલા સામંતસિંહને પણ બનાવે છે દેશદ્રોહી બનેલો સામંત હવે

ધારા તરફ જાય છે. ત્યારબાદ સંતુ આવતાં તેની સમજાવટથી ટીડો ગમ છોડવાનો ઠરાવ કરે છે.

**પ્રવેશ ચોથો**—મુક્તા લતા અને સખીઓનો વાર્તા વિનોદ, ત્યાં યશોવર્મા આવે છે. અને સામંતસિંહ આવી સિદ્ધરાજને ચાલુ લડાઈમાં પરાજય અપાવવાની શરતે નોકરી માંગે છે. ધર્મ વીર યશોવર્મા તેને દેશદ્રોહી તરીકે ફીટકાર આપે છે, અને વિદાય કરે છે. અને ધારાગઢ ઉપરના ચાલુ ઘેરાથી હવે કિલ્લામાં અનાજ ખુટી જવાથી પ્રજામાં ભૂખમરો શરૂ થયો છે. જેથી લક્ષ્મીવર્માને કોઈપણ પ્રયત્ને કિલ્લામાં અનાજનો જથો લાવવા વિદાય કરે છે, બાદ યશોવર્માની ચિંતા અને પ્રજા પાલનના પ્રયત્નો.

**પ્રવેશ પાંચમો**–પ્રજાની હાલત તપાસવા નીકળેલો અજયવર્મા ભુખમરાથી રીબાતી પ્રજાના કમકમાટી ઉપજાવનારા દ્રશ્યો—યશોવર્મા પોતાનીજ પ્રજાની આવી દુર્દશા જોઈ સિદ્ધરાજની છાવણીમાં પોતાની મેળેજ હાજર થઇ કેદ થવા તઇયાર થાય છે. ત્યાં ત્રિભુવનપાળે ધારાના કિલ્લાપર ધસારો કર્યાના સમાચાર અને પ્રજાજનોની પોતાના નગરના રક્ષણ માટે આતુરતા.

**પ્રવેશ છઠ્ઠો**—પટેલ અને પટલાણીની પોતાના અધિકાર માટે તકરાર થાય છે. ટીડો જોશી આવે છે. અને બુદ્ધિપુર્વક બન્નેનું સમાધાન કરાવે છે, બાદ ટીડો જોશી પોતાની સ્ત્રી તથા ભત્રીજા અને અમા સાથે પોતાના દેશ તરફ વિદાય થાય છે. બાદ વાઘો

આવતાં ગીડાનાં ભોપાળાં ખુલ્લાં થઈ જાય છે અને વાઘો તેની પાછળ જવા તૈયાર થાય છે.

**પ્રવેશ સાતમો:**—સિદ્ધરાજ ગોઠવેલી સુરંગમાં કોને મોકલવો તેનો વિચાર કરે છે. ત્યાં પોતાને લાગેલા કલંકનું નિવારણ કરવા સામંતસીંહ પોતાના પ્રાણનું બલીદાન આપી સુરંગમાં ઘસી સુરંગ સળગાવે છે સુરંગથી કિલ્લાનો માર્ગ ખુલ્લો તથા સઇનિકો કિલ્લામાં ઘસી જાય છે. ત્રિભુવનપાળ દાખલ થતાં અજયવર્મા સામો થાય છે. બન્ને યુદ્ધમાં ઉતરે છે અને અજયવર્મા મરાય છે ધારાગઢ તુટે છે. યશોવર્મા કેદ પકડાય છે.

ધારા પતન

**—: અંક બીજો સમાપ્ત. :—**

# અંક ત્રીજો.

---

**પ્રવેશ પહેલો**—યશોવર્મા કેદ થયા પછી રાણી મુક્તાવળી ભીલવાસમાં આવી રહી છે, ત્યાં લક્ષ્મીવર્મા આવે છે, અને સિદ્ધરાજના કારાગારમાંથી યશોવર્માને છોડાવી લાવવા રજા માંગે છે, મુક્તા આશીષ સાથે વીદાય આપે છે.

**પ્રવેશ બીજો**—માલવદરબારમાં સિદ્ધરાજ યશોવર્માનું માન ભંગ કરવા તત્પર થાય છે. યશોવર્મા જરાપણ નમ્યુ આપતો નથી સિદ્ધરાજ યશોવર્માના ચામડી ઉતારી પોતાની તલવારની મ્યાનપર ચડાવવા હુકમ કરે છે ત્રિભુવનપાળ તથા ગુર્જરેશ્વરી શશીકળા આ હુકમની સામે થાય છે લક્ષ્મીવર્મા પણ નવી લડાઇનો ભય બતાવતો ત્યાં આવી પહોંચે છે સિધ્ધરાજને ન છુટકે રાણી અને ત્રિભુવનપાળના આગ્રહને માન આપવું પડે છે, પણ યશોવર્માને મુક્ત કરતાં પહેલાં એકવાર અવન્તિનાથ બની ભોજ અને વિક્રમના સિંહાસન પર ચડવા ચાહે છે, પણ આસન પર પગ મુંકતાંજ દઈવી ચમત્કારથી ગુર્જર નરેશ વીર વિક્રમના આસન પર ચડી શકતો નથી. આ રીતે ધારાગઢ જીતાયો. પણ ધારાના પ્રાણ સમુ અવન્તીનું સિંહાસન. તેનાપર ગુર્જરેશ્વરથી ચડી શકાયું નહી. અને ગુજરાત સાથે મિત્રતા રાખે એ શરતે માલવ દેશ યશોવર્માને પાછો સોંપવામાં આવ્યો.

**પ્રવેશ ત્રીજો**—ટીડા-સંતુ રામેશ્વર તથા અંબા પાટણમાં આવ્યાં છે. ત્યાં વાઘો તથા પટેલના એક સાચા જોશી સાથે આવે છે. સાચો જોશી ટીડાની પરીક્ષા કરે છે. ટીડો ગુંચવાય છે અને પોલ પકડાઇ જાય છે, જોશી જ્યોતિષ શાસ્ત્રને વગોવવા માટે ટીડાને ફીટકાર આપે છે, ટીડાનો પશ્ચાતાપ અને ખરો જ્યોતિષ શાસ્ત્રી થવાની અભિલાષા અને અંબા તથા રામેશ્વરનાં લગ્ન.

**પ્રવેશ ચોથો**—માલવ વિદ્યાપીઠના આચાર્યને હસ્તે ગુર્જરેનાથે કરેલી ગુજરાતના કલામંદિર સમા રુદ્ર મહાલયની સ્થાપના.

શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

અંક ત્રીજો સમાપ્ત.

શ્રી

# "અજય ધારા" નાટકનાં ગાયનો

## મંગળાચરણ.

જય જય જગદાધાર વંદન કરી વારવાર
મંગળ સ્તવન કરૂં કૃપાલ.
જગત તવ લીલા સમાન નીરખી ભુલાએ ભાન—
ટાળ અજ્ઞાન; જ્ઞાન અરપી કરૂણા નિધાન.
કરજે કરૂણા અપાર
અણું અણું માં તું અનુપ વિલસે વિધ વિધ સ્વરૂપ.
નિર્વિકલ્પ નિર્વિકાર—

માળાઓ— ૧

વ્હાલાં જેને હતાં શૂરાતન વ્હાલી નહોતી કાયા
રજપુત વટને કારણ રણમાં રમતા રાણી જાયા.
જેને વ્હાલી ન્હોતી કાયા

હતાં ઘરેઘર સ્વતંત્રનાં માન અને અભિમાન
એ યુગના કઇ અમર પ્રસંગો ઇતિહાસે નોંધાયા—
હતાં રાજવટ હતાં ટેકને હતાં આત્મ સન્માન
નામ સુદ્ધ કાને પડતાં ન્હોતા કદી છુપાયા—
આજે ક્યાં એ ક્ષત્રીવટને ક્યા ખાંડાના ખેલ
આજે મોહ વધ્યા જીવનના ભૂતકાળ વિસરાયા
એને વ્હાલી ન્હોતી કાયા

સિદ્ધરાજ ૨

સુખ દુઃખના અમારા આધાર છો તમે
યશપંથ પ્રેરનારા મનહાર છો તમે
રહેણું કઠીન તમારું ઉત્સાહ આપતાં
નિરાશ માંહી આશના અંબાર છો તમે—
પ્રેમદા તમો પુરૂષના ચૈતન્ય રૂપ છો
અમને કહો જો સૂર્ય તો ઝળકાર છો તમે—
શિખવ્યા સ્વમાન અમને કાતિલ કટાક્ષથી
કાયરપણાને કાપતી તલવાર છો તમે.

સંતુ— ૩

બાઇરે મારો પરણ્યો શૃંગારી સુજાણ છે.
બોલવામાં પુરો અને બધી વાતે શૂરો
પણ અક્કલની થોડીક તાણ છે....બાઇરે....
રીત વ્હેવારની લેશ ન પિછાણે
કામકાજ કરવું કમાવું ન જાણે
તોયે એ જીવન પ્રાણ છે...બાઇરે....
કોને કહીએ વાત અંતરની આવી
પડયું પાનારૂં તે લઇએ નીભાવી
એમાં જીવનની લ્હાણ
હાંરે ગણી એમાં જીવનની લ્હાણ છે....બાઇરે...

સંતુ અને ટીડો— ૪

ચાલ્યું પોલમ પોલ જગતમાં ચાલ્યું પોલમ પોલ
આ વાતો છે અણમોલ...જગતમાં
પરમેશ્વરથી પ્રથમ ઉપજ્યું આકાશ પોલમપોલ
ચાંદો સુરજ ભ્રમણ કરે છે વચ્ચે પૃથ્વી ગોળ–આ વાતો

તમે કરો છો ગોળ ખોળનો એક ભાવથી તોલ
દુનીયાં એવી નથી આંધળી નહી ચાલે આ પોલ...આ વાતો
શ્રીફળ પોલુ કોળુ પેલુ કોઠામાં પણ પોલ
આવા વિચાર કરતાં ભેજુ ચડી જશે ચકડોળ...આ વાતો

## મુક્તા અને સખીઓ—   ૫

આજ સખી અંતરની પુછું એક વાત કહો
મીઠી સંધ્યા કે સખી મીઠડાં પ્રભાત કહો—

બંન્ને લાગે મધુર બન્નેથી દુઃખ દુર
બેમાંથી કોણ રળીઆત કહો—

સુખીઆને સાંજ ગમે દુખીયાં જન દિવસ ગણે
ઘેલાંને કાંઇ ન ગમે શાણાને સર્વ ગમે
વિરહીને સૌ સમાન દિવસ અગર રાત કહો—
હમણાં રાત્રી થશે ને પ્રિયતમની પાસ જશું
એવાં ઉત્સાહે નહિ રહે ભાન સાન કશું
સંધ્યા રસરાજ તણી સજની સાક્ષાત કહો—

ક્તા—યશોવર્મા-
સખીઓ } —૬

જ્યાં નથી ગરજ તલભાર સખી ત્યાં ગરજુ થઇ કાં જઈએ
છે એ જીવન આધાર એમને ઝાઝું તે શું કહીએ
અંકાય નહી અણમુલ સ્નેહનાં મુલ કદી આ રીતે
સજની નવીન કોઇ રીત શીખવશે આજ પ્રિતમજી પ્રીતે—
જળ સરીતાનાં જેમ-રત્નાકરમાં ભળી થાય છે ખારાં
અમે ભળ્યાં તમોમાં એજ પ્રકારે નથો લેશ પણ ન્યારાં
છે એજ સ્નેહ ત્યાં માન અને અપમાન તણી શી પરવા
યાચો ક્ષમાના દાન કરો રસ પાન કલહ પરીહરવા.

## યશોવર્મા અને સિદ્ધરાજ- ૭

ચાર દિવસ ચડતી મળી ત્યાં આવ્યું અભિમાન
પાછળ પડતી હોય એ ભુલી ગયો અજ્ઞાન
રે પ્રભુતાના વ્યર્થ ગુમાની
છે પડતી એજ નિશાની મનમાં ધરે ગુમાની
રાજ્ય લોભને કારણ જગવે કલેશ વૃથા અભિમાની-

એક ભુમીના પુત્ર આપણે વૈર તૃષા આ શાની
અરસ પરસના કલેશ મહીં છે બન્નેને નુકશાની
વૈર તૃષા જ્યારે ટળે ત્યારે કલેશ ભુલાય
કે જ્યારે ગુર્જર ભુમિ સૌથી શ્રેષ્ઠ ગણાય
તમે શ્રેષ્ઠ કે અમે શ્રેષ્ઠ એ તકરારો મમતાની
ભારતભુમી એ તકરારોમાં નિર્બળ થઇ જવાની—

ટીડો અને સંતુ— ૮

સમજો બનો કંઇ શાણા આ નહીં નભે જુઠાણા
કહેશો પછી અટવાણારે—સમજી

નસીબ હોય જ્યાં સીધું ત્યાં સહુ જુઠું સાચું થાય
બાર રાશી ને નવે ગ્રહોમાં ટીડો નવ અટવાય
આખર ખત્તા ખાશો ત્યારે કહેશો આવી ભરાણા—

નથી જોષ શીખ્યો નથી જોઇ કાશી
ન જાણ્યું ગ્રહો કે નહી જાણું રાશી
છતાં ભાગ્યનો વેગ ઉંચે ચડે છે
ટીડા જોશીના બોલ સાચા પડે છે

——: અંક પહેલો સમાપ્ત :——

# અંક બીજો.

સખીઓ— ૯

છે એક ધારા જાન્હવીની વિશ્વના પાતક હરે
બીજી મનોહર મેઘ ધારા જે ધરા રસમય કરે
ત્રીજી સુધા ધારા શશીની જે સુધા સ્નેહે ભરે
છેલ્લી ખડગ ધારા વીકટ જેને વિજય લક્ષ્મીવરે
એ સર્વ આજ ધારા નગરમાં વર્ષી રહી
ગાજ્યા વિજયના મેઘને માલવ ભુમી હર્ષી રહી

લતા અને લક્ષ્મી— ૧૦

માન ઘેલા મોહનજી સ્વીકારો મોહનમાળા
માળ પ્રીતિની જાળ ત્યાં ફસાવું શું કામ
મન ભાવે ને માન ખાઓ હાલા...સ્વીકારો
રીસ ઝાઝી રસીકવર રાખીએ ન આમ
સ્નેહ બાંધી સ્નેહીને સતાવીએ ન આમ
એને કહીએ રસીકતાના ચાળા
સુજાણ ગુણશાળા....સ્વીકારો

સિદ્ધરાજ— ૧૧

ધારા લોહીની મેઘ વિષે ને ઈન્દુમાં અંગાર વરસ્યો
વ્યર્થ પ્રતિજ્ઞા કરનારાના પાપે સુરજ શ્યામ થયો

* * *

ઉઠો રણધીર વીર નિદ્રા વિસારો
ખેંચો તલ્વાર તીર બખ્તર ન ધારો
ખેલો સંગ્રામ આજ ન્યારા રેલો રૂધીરની ધારા

* * * *

હસતાં પ્રભાત આજે ડંકા નિશાન ગાજે
કિસ્મતના રંગ ઝળકયા સંધ્યાની જ્યોત ઝળકી
ઉભી છે અડગ ધારા

## અંબા અને રામેશ્વર - ૧૨

હાણલીલા રમશું રસાળ ચંબેલી બાગમાં
ગોપી હું થઇશ તું થાજે ગોપાળ-ચંબેલી બાગમાં
મહીની મટુકી લઇ મા ગડે જાજે
મુજને જોતાં વૃક્ષ ઓથે છુપાજે
ચડજે કદમ્બ કેરી ડાળ—

વાંસળી નહીં મળે તો વાંસડો લઈશું
ફોડી મટુકી તને મહીથી ભીંજવશું
તો ખાઈશ મારા મુખડાની ગાળ—

*     *     *     *

કા'ન તારી ટોપીમાં ફુલોનાં છોગલાં
ચટકતી ચાલ તારાં નેણાં સોહામણાં
લટકાળા લાલ હવે ચાલ—

**સંતુ અને ટીડો--** **૧૩**

આ ગામમાં તે શ્યે રહેવાયરે, મારૂં નામ પાડયું છે
સંતુ રંગીલી

પહેરી ઓઢી ફરવું અમને ગમે છે
હાથ જોડી બાઇ બ્હેન મુજને નમે છે
પીટયાં અદેખાં દેખીને બળી જાયરે--આ ગામમાં
દુનીઆથી ડરતી નહીં પરમેશ્વરથી ડર
ધર્મ નીતી સાંભળીને કરતી હોય તે કર
રાખત હિંમત શું થાએ હઠીલી—મારૂં નામ,
ભલેને લોક કહેતા કે સંતુ રંગીલી..................

## મુક્તા અને સખીઓ— ૧૪

શીખ્યાં અમે જીવનમાં એક શ્યામ નામ સજની
એ નામના રટણમાં રચે જાય દીન રજની
લાગે અજબ લગન જ્યાં દીલડાં બને દીવાનાં
ડાહ્યાં મટી દીવાનાં થાવું શું કામ સજની
છે સ્નેહ એ સમાધી ત્યાં ન્હોય વાસનાઓ
એ સ્નેહ સાધનાને સો સો પ્રણામ સજની

## મુકતા અને સખીઓ— ૧૫

સ્વભાવ છે એ પુરૂષોના કે માન વધારે માંગે
સહનશીલતા સ્ત્રીનું ભૂષણ શાણી તે નવ ત્યાગેઃ—
વણ અપરાધે સજા હોય ત્યાં કલેશ કેમ નવ ત્યાગે
વહાલાં જનનાં વાંક ન જોઈએ જ્યાં રહીએ અનુરાગેઃ—
સ્નેહીના પણ મર્મ વચન કહો કડવા કેમ ન લાગે
ગુલાબના શોખીન થઈએ તો કદાચ કાંટા વાગે

## યશોવર્મા— ૧૬

જ્યાં રંક પ્રજાને આજ મળે નહી એક વખત આહાર
ત્યાં રૈયતના સ્વામીને કયાં ભોજનનો અધિકારઃ—-

નીજ મહેનતના જે કર ભરતા
રાજ્ય ખજાના એ તર કરતા
તેનું દુઃખ દીલે નવ ધારે એ નૃપને ધિક્કાર
રાજ્ય ઇમારત પ્રજા છે પાયા
રાજ્ય સિંહાસન ત્યાં મંડાયાં
પ્રજારૂપી પાયા ડગમગતા કાયા આસન ટકનારા.

પટેલ-પટલાણી-સંતુ-ટીડો
-અંબા અને રામેશ્વર— } —૧૭

જોશીજી પટણ જઇને પહેલો વ્હેલો સંદેશો મોકલજો
હેમ ખેમ પોચ્યા એમ પાયે લાગીએ મહારાજ
પટેલજી પુગે હો પુણ્યવાન ધરજો અંબા માનું ધ્યાન
રાખજો પટલાણીનાં માન તમારૂં પ્રભુ કરે કલ્યાણ
મારા બાપાને વિનવજો અંબા સુખમાં છે કે'જો.
કે'જો હરીભજનમાં રે'જો ચિન્તા ના કરતા મહારાજ
કાકી રાખે છે બહુ રાજી એથી તનમાં થઇ છે તાજી
રાજી માજીને કાકાજી જરૂર કે'જો આનું આજ......

અંક બીજો સમાપ્ત

# અંક ત્રીજો

**ભીલડીઓ—** ૧૮

આજે આવ્યો છે ફાગણ માસરે નણદીના વીરા રે
અમને હોરી ખેલ્યાની આશરે નણદીના વીરા રે
મોર આવ્યા આંબાની ડાળી ડાળી
ડાળે ડાળે કોયલ બોલે કાળી કાળી
વારે વારે આવે છે યાદ તારી હો નણદીના વીરા રે
હોંશ પુરી કરો અમારી હો નણદીના વીરા રે

**સુકતા—** ૧૯

મુગટમણી મમ કાન્ત મનોહર વસતા બંદીવાસે
ત્યાં મારે મન દુનીયા આખી કારાગૃહ સમ ભાસે
નથી હંસી હું કે જળ સુકે ઉડી જાઉં આકાશે
હૃદય અમારાં કમળ સરીખાં જળ સૂકે સૂકાશે
પ્રીયતમની છાયામાં સજની કંટક શય્યા રૂચે
એ છાયાવિણ ફુલ શય્યા પણ કંટક સમ લેખાશે.

**સંતુ અને ટીકુ—** ૨૦

બત્રીસ વર્ષે સાહ્યબો મારો ચાલ્યો ભણવા કાજ
પૂર્વના સંસ્કાર હતા તે જાગી ચૂક્યા આજ

પીયુજી કેમ ભણાશે રે મન સંસારમાં જાશે
મન છે મારૂં વિદ્યા રૂપે સંસાર વિદ્યા રૂપ
વિદ્યા રૂપે હું માનીશ તુજને, એવો થઇશ અનુપ
કહો તે કંઈ ન થાશેને, મન સંસારમાં જાશે
ગ્રંથો ગોખતાં દુઃખશે માથુ જડબા થાકી જાય
મનમાં આવી જ્યાં મુરતી મારી બધુંય ધબાયનમઃ
ચિત્ત ધરે આવવા વ્હાશેરે, કંથ મારા કેમ ભણાશે

સિદ્ધરાજ— ૨૧

જગતને જીતનારાઓ વિનંતી આ વિસરશો ના
તમારી વિજય કીર્તિને કલંકીત કોઇ કરશો ના
સ્વદેશી કે વિદેશી હો સ્વધર્મી કે વિધર્મી હો
છે ઇશ્વર સર્વને માથે ભુલીએ ગર્વ ધરશો ના—
તમારા દેશનાં ગૌરવ તમોને હોય જો વ્હાલાં
અમારા આ પુનીત સ્મરણોને ખંડીત કોઇ કરશો ના
અમે મરશું છતાં આત્મા અમારો અહીં સદા રહેશે
અમારી આત્મ વેદીને ચરણ નીચે કચરશો ના



# જાહેર ખબર.

## નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુક્તા | ૨૬ સતી દમયંતી | ૫૧ સરસ્વતી ચંદ્ર |
| ૨ સંગીત લીલાવતી | ૨૭ કેસર કીશોર | ૫૨ બોલતો કાગળ |
| ૩ પવિત્ર વીલાવતી | ૨૮ સુભદ્રા હરણ | ૫૩ સિદ્ધાર્થ બુદ્ધ |
| ૪ સતી પાર્વતી | ૨૯ ઉર્વશી | ૫૪ દગાબાજ દુનિ |
| ૫ અશ્રુમતી | ૩૦ રાઠોડ કન્યા | ૬૫ દેવી દમયંતી |
| ૬ રામ વિયોગ | ૩૧ પવિત્ર લક્ષ્મી | ૫૬ માયાવી વીર |
| ૭ મ્યુનીસીપલ ઈ | ૩૨ કુસુમલતા | ૫૭ મયુરધ્વજ |
| ૮ ભોજ કુમાર | ૩૩ હંસા કુમારી | ૫૮ વિજયધ્વજ |
| ૯ સરદારબા | ૩૪ ગુલબકાવલી | ૫૯ વલ્લભીપતિ |
| ૧૦ ઉમાદેવડી | ૩૫ અભયસીંહ | ૬૦ વસંત–વીણા |
| ૧૧ વીણાવેલી | ૩૬ કર્મફળ | ૬૧ કામલતા |
| ૧૨ વિજયા વિજય | ૩૭ નરસીંહ મહેતા | ૬૨ સત્યવાદી હરિશ્ચંદ્ર |
| ૧૩ મદન મંજરી | ૩૮ સગાળશા | ૬૩ દેશભક્તિ |
| ૧૪ ઉદયભાણ | ૩૯ કૃષ્ણ સુદામા | ૬૪ મીનળ મુંજાલ |
| ૧૫ મોહીની ચંદ્ર | ૪૦ મહાકવિ કાળિદાસ | ૬૫ દીવાન |
| ૧૬ ગીતા સુંદરી | ૪૧ રાજરત્ન | ૬૬ રાજ સંસાર |
| ૧૭ સતી સીતા | ૪૨ પ્રહ્લાદ વિજય | ૬૭ લક્ષ્મી |
| ૧૮ ભદ્રાયુ | ૪૩ કૌરવ પાંડવ ભા ૧ | ૬૮ વીર પુજન |
| ૧૯ સતી દ્રૌપદી | ૪૪ જાળંદર સતી વૃંદા | ૬૯ સમાજ સેવા |
| ૨૦ અસુરીમાયા | ૪૫ કૌરવ પાંડવ ભા. ૨ | ૭૦ વીર રમણી |
| ૨૧ શ્રી સન્યાસી | ૪૬ લલીતપ્રિયા | ૭૧ દેવી હોથલ |
| ૨૨ જાલીમ દુલીયા | ૪૭ સૌંદર્ય વિજય | ૭૨ દેશ દીપક |
| ૨૩ સતી પદ્માણી | ૪૮ દેવી દેવહુતી | ૭૩ સત્તાનો મદ |
| ૨૪ અજીતસીંહ | ૪૯ મહારાજા અશોક | ૭૪ કીર્તિસ્થંભ |
| ૨૫ રૂકિમણી હરણ | ૫૦ સતિ સુલોચના | ૭૫ અજબ ધારા |

શ્રી દેશી ના. સમાજ—**હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ**